સતી ભકત

# હોથલ પદમણી

## નાટકનાં ગાયનો.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી મોરબી નૌત્તમ નાટક કંપનીના માલેક
ઠા. ઓધવજી હીરજી તથા નેણશી ભીમજી
મુ૦ મોરબી.

આવૃત્તિ બીજી પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

અમદાવાદ.
ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યાં.

કિંમત રૂ. ૦—૨—૦.

ૐ

તત્સત પરમાત્માને નમ:

સતી ભક્ત

# હોથલ પદ્મણી

## નાટકનાં ગાયનો.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,


શ્રી મોરબી નૌત્તમ નાટક કંપનીના માલેક

ઠા. ઓધવજી હીરજી તથા નેણશી ભીમજી.

મુ. મોરબી.



આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦.

સંવત્ ૧૯૭૦. સને ૧૯૧૪.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મુલ્ય રૂ. ૦-૨-૦

# શ્રી સતી ભકત

# હોથલ પદ્મણી નાટકની

## પ્રવેશવાર ટુંક હકીકત.

---

### પ્રારંભમાં મંગળાચરણ.

પ્રવેશ ૧—ઇંદ્ર લોકમાં ( સુનયના દેવાંગના ) હોથલ-પદ્મણીનાં જ્ઞાન કથન. ઇંદ્રરાજનાં આશીશ વચન, મનુષ્ય લોકમાં વાસ કરી મોક્ષાધિકારી થવા માટે સતી ભક્ત હોથલ દેવીની ઇંદ્ર- લોકથી વિદાય ગીરી. દેવાંગનાઓની પ્રેમભક્તિ.

પ્ર૦ ૨—સરસ્વતી કીનારે શિવાલયમાં સેવા કરતા સાંગલસિંહ તથા સત્યવતીને પુત્રીરત્ન હોથલ દેવીની પ્રાપ્તિ. આકાશ વાટેથી દેવી હોથલનુ મનુષ્યલોકમાં આગમન; હાકમસિંહની હુશીયારી, દેવી હોથલનો ચમત્કાર.

પ્ર૦ ૩—કચ્છમાં કેરાકોટની કામાંધ પટરાણી હાંસીની ઓઢા પ્રત્યે પ્રેમ માગણી, નીતિ બહાદુર ઓઢા તરફથી તીરસ્કાર. ઓઢા- જીનાં લગ્નની તૈયારી.

પ્ર૦ ૪—કંથકોટમાં ઇચ્છાકુંવરની સખી ટખીનો પ્રપંચ. લગ્નની ખુશાલી.

પ્ર૦ ૫—કંથકોટમાં ઓઢાજી સાથે ઇચ્છાકુંવરનાં લગ્ન. ટાચકા સાથે ટખીનાં લગ્ન. આનંદોત્સવ.

પ્ર૦ ૬—જંગલમાં શીકારે નીકળેલ હાકમસિંહને દેવી હોયલ તરફથી મળતો જીવ-દયાનો ઉપદેશ. હોયલનું નગર તરફ જવું, બાદ આંભણીયા બાદશાહનો ક્રૂર સરદાર કલુખાનના પંજામાંથી હીરા કુંવરનો છુટકારો, હાકમસિંહની બહાદુરી, હાકમ હીરાનું પ્રેમબંધન.

પ્ર૦ ૭—કેરાકોટમાં હાંસીરાણીના રાજમહેલમાં વરઘોડીયાંનું પગે લાગવા આવવું, પ્રપંચી દાસી ટબીના પ્રપંચથી ભોળવાઇ ઇચ્છાકુંવરનું ઓઢાને રૂપ બદલવાના વ્હેમમાં નાખી ચાલ્યા જવું, કામાંધ રાણી હાંસીની બીજીવાર પ્રેમ માગણી, નીતિ બહાદુર ઓઢાજી તરફથી ફરી મળતો તીરસ્કાર, કામાંધ રાણીનાં કાવત્રાં, જામ હોથીજીનું ભોળાપણું, ઓઢાને મળતો ૧૨ વર્ષનો દેશવટો.

પ્ર૦ ૮—જામ હોથીજીના હજુરી ટાયકા તથા ભોજા ભાટની કાબરાના કબાલા વિષે થતી તકરાર.

પ્ર૦ ૯—ઓઢાજીના મહેલમાં ઇચ્છાકુંવરના વેશમાં પ્રપંચી ટબીના પાપનો પ્રકાશ, ટાયકા ટબીની તકરાર, ઓઢાની ઉદારતા, અંતે નાતનું નાતમાં.

પ્ર૦ ૧૦—રાજબાગમાં પ્રપંચી ટબીના કહેવાથી વ્રત ધારી રહેલ ઇચ્છાકુંવરને ઓઢાજીનો મેળાપ, ત્યાં હાંસી રાણીની દાસી મારફત પુનઃ પ્રેમમાગણી. ઓઢાજી તરફથી અનાદર, ઇચ્છા સાથે ઓઢાજીનું દેશપાર થવું, દાસ વર્ગની પ્રેમલાગણી.

પ્ર૦ ૧૧—જંગલમાં હીરાકુંવરીની શોધમાં નીકળેલ પાટણપતિ વિશળદેવ વાઘેલાને હીરા તથા હાકમનો મેળાપ, ત્યાં છુપાયેલ ક્રૂર કલુખાંનની દગા ભરી લડાઇ. અચાનક ઓઢાજીની બહાદુરી, મામા ભાણેજનો મેળાપ.

અંક પહેલો સમાપ્ત.

---

# અંક ૨ જો.

---

પ્રવેશ ૧—ટાચકાને ઘેર પ્રપંચી ટખીના કાલાવાલા, નગરચર્યા જોવા નીકળેલ હોથીજીનું ટખીના રૂપમાં લોભાવું, રાજમહેલમાં રહેવાનો હુકમ, ટાચકાને સેનાપતિની જગ્યા, મોજા ભાટના કાબરાનો પ્રથમ કમાલો.

પ્ર૦ ૨—પાટણમાં હાકમ હીરાના લગ્ન પ્રસંગે ભરાયલી રાજસભા, દેવી હોથલ સાથે હાકમ તથા હીરાની સાંગલપુર જવા તૈયારી, ઓઢાજી તથા દેવી હોથલની પ્રેમદ્રષ્ટિ, કચ્છમાંથી હાંસી રાણીનો પ્રપંચી પત્ર આવવાથી ઓઢાજી તથા ઇચ્છાનો વાસના રાણી તરફથી અનાદર, વીશળદેવની ઉદારતા. વાસના રાણીનું રીસ કરી કચ્છમાં બ્હેન હાંસી રાણી પાસે ચાલ્યા જવું, બાંભણીયા બાદશાહ સાથે લડાઇની ખબર સાંભળી લડાઇની તૈયારી.

**પ્ર૦ ૩**—સાંગલપુર દરબારમાં દેવી હોયલના હાથે હાકમસિંહને થતો રાજ્યાભિષેક દેવલોક થએલા પિતા સાંગલસિંહ પાસે કરેલી પ્રતિજ્ઞા પાળવા હોયલ દેવીનું બાંભણીયા શાહ સાથે યુદ્ધ કરવા જવું, તાજપોષીની ખુશાલીમાં નાચરંગ.

**પ્ર૦ ૪**—જંગલમા ઇચ્છાકુંવરને ગુમ રાખી ઓઢાજીનું મામા વિશળદેવની મદદે જવું, અચાનક એકલમલ્લ (દેવી હોયલ) નો મેળાપ, પરસ્પર થતી મિત્રતા, એકલમલના રૂપની શંકા, પ્રેમોદ્ગાર, એકલમલ (હોયલ) નો ચમત્કાર.

**પ્ર૦ ૫**—ઓઢાજી તથા એકલમલ્લની બહાદુરી, ક્રૂર કલુખાનનું મૃત્યુ, લડાઇ સમાધાન. મહમદખાંનના મશ્કરી. ઓઢાજીની ઉદારતા, દેવી હોયલનું જુદા પડવું. ઓઢાની શંકાનું સમાધાન, પદ્મણીના પગલાંના નીશાની જાણી ઓઢાજીનું દેવા હોયલની શોધમાં જવું.

**પ્ર૦ ૬**—ઓઢાના વિયોગમાં અકળાતી ઇચ્છાને વીશળદેવનો મેળાપ, પાટણ જવા આગ્રહ, સતી ધર્મની દ્રઢતા, વીશળદેવનું વાસના રાણીને મનાવવા તથા હાંસીરાણીના પ્રપંચની પરીક્ષા કરવા કચ્છમાં જવું. ઇચ્છા કુવરનું ઓઢાજીની શોધમાં જવું.

**પ્ર૦ ૭**—ચકાસર તળાવમાં સ્નાન કરતી સુંદર હોયલ પદ્મણીનાં ઓઢાજીને દર્શન. જંગલમાં મંગલ. પરસ્પર પ્રેમી લગ્ન. પ્રેમની બલીહારી.

પ્ર૦ ૮—કેરાકોટમાં હાંસીના મહેલમાં મોટી બહેન વાસના રાણીનું મેમાન બની આવવું. પ્રેમાંધ હોથીજી તરફથી હાંસીરાણીનું તથા મેમાન વાસનારાણીનું અપમાન. ટબી રાણીનું માન.

પ્ર૦ ૯—ચોટીલો ડુંગર, હોથલ દેવીનો સુંદર આશ્રમ. બાળ-કુંવર જેસલ જખરાને ઝુલામાં ઝુલાવવાથી દમ્પતીને થતો આનંદ. ઇંદ્રિલોક જોવાની ઓઢાજીની ઇચ્છા. હોથલ દેવીનો ચમત્કાર. સ્થળનું બદલાવું. ઓઢાની શોધમાં નીકળેલ ઇચ્છા કુવરનું જેસલ જખરાને જોઇ પોતાની ભણી સાથે લઇ ચાલ્યા જવું, ઇંદ્રલોકમાં ઓઢાજી તથા હોથલદેવીના ધર્મનાં વખાણ, પુનઃ સ્થળનું બદલાવું. બાળકુંવરોની શોધમાં બંનેનું જવું.

**અંક બીજો સમાપ્ત.**

---

# અંક ૩ જો.

---

પ્ર૦ ૧—જામ હોથીજીના નીચ હજુરી ટાચકાની હલકાઈ.

પ્ર૦ ૨—જયપુરના કીલ્લા બહાર પ્રજાને પીડા કરતો ભયંકર વાઘ, દેવી હોથલના બહાદુર કુમારો જેસલ જખરાને હાથે વાઘનું

મૃત્યુ, કદરદાન જયરાજ રાજાની ઉદારતા, બહાદુરીનો બદલો, જેસલ સાથે ચંદા કુમારી, જખરા સાથે શૃંદા કુમારીના લગ્નની તૈયારી, જેસલ તથા જખરો કુમાર જયરાજ રાજાને ત્યાં રાખી સતી ઇચ્છાનું ઓઢાજીની શોધમાં જવું.

પ્ર૦ ૩—આબુજીની તળેટીમાં પતિ તથા પુત્રના વિયોગે રીબાતાં કલિયુગના અધર્મથી કચવાતાં સતી દેવી :હોથલને શ્રી હરિનાં દર્શન, આકાશવાણીથી મળતી વચનસિદ્ધી, ઓઢાજીને સતી પ્રતાપે હરિદર્શન, અચાનક ઇચ્છા કુંવરનો મેળાપ, સર્વનુ જયપુર જવું.

પ્ર૦ ૪—જેસલ, ચંદા તથા જખરો, શૃંદાના લગ્નનો આનંદ, રીશામણાં, મનામણાં. પ્રેમી જોડાંનો પ્રેમવિનોદ. ઓઢા હોથલને બાળકોનો મેળાપ, ૧૨ વર્ષનો દેશવટો પુરો થતાં કુટુંબ સહીત ઓઢાજીનું કચ્છ પ્રયાણ.

પ્ર૦ ૫—નીચ હજુરી ટાચકાની બીજી વાર ફજેતી, ભોજા ભાટના કાબરા બેલનો બીજો કબાસો, ઓઢાજીના કુટુંબના ભોજા ભાટને ત્યાં ઉતારો, ઓઢાજીનું મોટા ભાઇને મળવા જવું, દેવી હોથલને ગુપ્ત રહેવા ઓઢાજીનું વચન, પ્રેમી જોડાનું પ્રેમકથન.

પ્ર૦ ૬—હાંસીરાણીના સ્વપ્નાનો બકવાદ, પાપનો પ્રકાશ, જામ હોથીજી તથા વાસના રાણીની રીસ, નિર્દોષ ભાઇને પ્રપંચથી કલંકિત બનાવનાર હાંસી રાણીને જામ હોથીજી

તરફથી મળતી કેદ, છુપા વેશમાં રાજા વિશળદેવ, વાસના રાણીની રીશનો ત્યાગ, રાજા રાણીનો અનુરાગ.

પ્ર૦ ૭—નીચ ટખી તથા ટાચકાનાં કાવત્રાં, ચતુર વીશળ દેવને હાથે થતો જામ હોથીજીનો બચાવ. પાપી જમાદાર તથા ટખીનું મૃત્યુ, ટાચકાને વિચિત્ર શિક્ષા, પાપીઓને મળતાં પાપનાં ફલ, જામ હોથીજીનો પસ્તાવો, બહાદુર ઓઢાનું નીર્દોષપણું જાહેરમાં, ઉદાર ઓઢાજી તરફથી હાંસી રાણીને કેદમાંથી છુટકારો, અપકારી પર ઉપકાર, કુમારોને પોતાનું નામ પુછતાં જામ હોથીજી તથા હાંસીનું અપમાન, બલ્લાભાઇ ઉપર હાંસીરાણીનાં પ્રપંચથી બીજી વાર નવી શંકા, જામ હોથીજી ઓઢાજીનાં રાણી ( હોથલદેવી ) નું નામ જાણવાનું કામ દીવાનને સોંપે છે.

પ્ર૦ ૮—દીવાનને ઘેર દીવાનની સ્ત્રી યુક્તિથી ઓઢાજી મારફત હોથલદેવીનું નામ જાણી જાહેર કરે છે, ચમત્કારી દેવી હોથલનાં દર્શન કરવાની ગોઠવણ.

પ્ર૦ ૯—ઓઢાજીના મહેલમાં હોથલદેવીનાં દર્શન કરવા માટે સૌ આવે છે, ઓઢાજીએ દીવાનને ઘેર ભુલમાં વચન ભંગ કરી હોથલ દેવીને જાહેર કર્યા તેથી હોથલ દેવીને થતી રીસ, પુત્રવધુ ચંદ્રા તથા વૃંદાની માગણીથી તમારાં લગ્ન જેવી ધામધુમ રચાશે ત્યારે પોંખવા આવીશ અને માગશો તે આપીશ, એમ કહી હોથલ

દેવીનું ચાલ્યા જવું, ઓઢાજીને થતો પશ્ચાતાપ, પ્રેમદાનો પત્ર, પુત્રવધુઓનાં ધીરજનાં વચન, ઓઢાને થતી ખુશાલી, લગ્ન જેવી ધામધુમની તૈયારી, પ્રેમીજોડાંના પ્રેમોદ્‌ગાર.

પ્ર૦ ૧૦—કેરાકોટના રાજભુવનમાં જેસલ ચંદા તથા જખરો વૃંદાના લગ્નની ખુશાલી, પુત્રવધુઓને પોંખવાનું વચન પાળવા માટે દેવી હોથલનું આવવું, ગુપ્ત દર્શન, પ્રગટ દર્શન, જીંદગી પર્યંત સાથે રહેવાની પુત્રવધુઓની પ્રેમ માગણીનો સ્વીકાર. ઓઢાજી તથા સર્વને થતો આનંદ. દેવી હોથલનાં સર્વને આશીષ વચન, ભક્ત ઓઢાજીની માગણીથી અને બીજાં સુધર્મનાં ઉત્તમ ફલ, સતી ભક્તિ વિજયના ધ્વની સાથે પ્રયોગનું સમાપ્ત થવું.



# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ વર્ગ.

**ઇંદ્ર**—દેવધાનીનો રાજા.

**જામ હોથીજી**—પ્રસિદ્ધ કચ્છ દેશમાં કેરાકોટનો રાજા.

**જામ ઓઢાજી**—તેનો નાનો ભાઇ.

**જેસલ**<br>**જખરો** } જામ ઓઢાજીના કુંવરો.

**વીશળદેવ**—સીદ્ધપુર પાટણનો રાજા, જામ ઓઢાજીનો મામો.

**સાંગલસિંહ**—પાટણથી વીશ કોશપર આવેલા સાંગલપુરનો રાજા,

**હાકમસિંહ**<br>**જુવાનસિંહ**<br>**જોરાવરસિંહ** } સાંગલસિંહના કુંવરો, સતી હોથલના ભાઇ.

**અજમલ**—કચ્છમાં કંથકોટનો રાજા, ઓઢાજીનો સસરો.

**કતલુખાન**—અહમદનગર (અમદાવાદ)ના બાભણીયા શાહનો સરદાર.

**જયરાજ**—જયપુરનો રાજા.

**વિજયસિંહ**—તેનો નાનો ભાઇ.

**ટાચકો**—જામ હોથીજીનો નીચ હજુરી.

**ભોજો**—જામ હોથીજીનો નીમકહલાલ બારોટ.

**કાળુખાં**—જામ હોથીજીનો નીચ જમાદાર.

# સ્ત્રી વર્ગ.

**હોથલ પદ્મણી**—જામ ઓઢાજીની ધર્મપત્ની, દેવાંગના અવતાર.

| | |
|---|---|
| રંભા<br>ઉર્વશી<br>મેનકા | ઇંદ્રની અપ્સરા. |

**સત્યવતી**—સાંગલસિંહની રાણી, સતી હોથલની માતા.

**હાંસી રાણી**—જામ હોથીજીની રાણી.

**ઇચ્છાકુંવર**—જામ ઓઢાજીની ધર્મપત્ની, રાજા અજમલની કુંવરી.

**હીરાકુંવર**—હાકમસિંહની ધર્મપત્ની, વીશળદેવની કુંવરી.

**વાસના**—વીશળદેવની રાણી, હીરાકુંવરની માતા.

| | |
|---|---|
| ચંદ્રા | જયરાજની કુંવરી, જેસલ કુમારની પત્ની. |
| વૃંદા | વિજયસિંહની કુંવરી, જખરા કુમારની પત્ની. |

**ટમી**—ઇચ્છા કુંવરની સખી, ટાચકાની પ્રપંચી સ્ત્રી.

**સિવાય**—ત્રીદેવ, સૂર્ય, દેવસભા, દરબારી, વારાંગનાઓ, દાસદાસીઓ, સાધુ બ્રાહ્મણો વિગેરે વિગેરે.



-



સતી ભકત.

# હોથલ પદમણી

## નાટકનાં ગાયનો.

---

### અંક ૧ લો.

### મંગળાચરણ.

અપ્સરાઓ—

રસીક રામ કૃષ્ણ ગોવિંદ ગિરધારી.
લીલા વિસ્તારી ઘટઘટ બહુ નામી ભારી.
સુખકારી, દુઃખહારી, પ્યારી, સારી, ન્યારી....રસીક
જે જહાનમાં સુકામ કરતા,
પ્રેમથી તમારૂં ધ્યાન ધરતા;
સત્ય ધામ, સુખ ઠામ ઠરતા,
સેવક ભાણુ, ચહે કલ્યાણ, દુનિયા સઘળી હેજો તારી.
અર્જ પ્યારી સ્વીકારી, શ્રીધારી...........રસીક.

હોથલ પદ્મણી—     ૨

તનમાં મનમાં ધુન તારી લાગી સારી હાં,
ધીંગા ધણી શ્રીધારી સુંદર.......................તનમાં.
સતી અને સતીયા થઇ નારી નર,
પ્રભુ તુજ સેવા પામો સુખકર.
દિન દાસી તણી જાણી આ................મીઠી વાણી,
આશા પુરી કરજો પ્યારી હાં...................તનમાં.

હોથલ—     ૩

નથી અમર કંઈ નાથ અંતમાં પ્રલય સાથ સઉ મળવાનું,
લુણુ પાણીમાં ગળે તેમ સઉ સત્વ તત્વમાં ભળવાનું.

............................................................

ત્રણુ કાળ જગ મીથ્યા તોયે ભ્રમ ન દુર કોઇ કરવાનું,
લાલચમાં લપટાઇ જીવને........લાખ ચોરાશી ફરવાનું.
સાધન ભક્તિ નાવ ભલું છે સંસ્રતી સાગર તરવાનું
...........................................................ટેક.

અપ્સરાઓ     ૪

શ્રી કમળા વર સાથે વરીએ, તનમન ધન સઉ અર્પણુ કરીએ,
રસના દીધી ગુણુ ગાવા, ચરણો તીરથમાં જાવા;
હાથ શુભ દાનો કરવા, આંખ દર્શનથી ઠરવા,
એ જાણી શાણી જનમ, સફલ કરીએ,
વ્હેલાં જનમ સફલ કરીએ...........................શ્રી.

સાંગલસિંહ, સત્યવતી,
હાકમસિંહ, જુવાનસિંહ, } ૫
જોરાવરસિંહ, હોથલ-

દેવના દેવ મહાદેવ ઊમીયા વરા,
શરણુમાં શંકરા, રાખજો ઇશ્વરા.
દેવી હોથલ મળી, શુદ્ધ સેવા ફળી,
છો સદા સુખકરા, પરમ પરમેશ્વરા.

હાંસીરાણી— ૬

આજ મારા દીલમાં થાયે કાંઇ કાંઈ,
અલબેલા ઓઢાને જોતાં લોભાઈ.......આજ.
મીઠી મુરત રહી આંખમાં સમાઇ,
પ્રીતિનું પાન કરી લેખું સવાઇ...........આજ.

હાંસીરાણી— ૭

પ્રેમની પ્યાસી હું હાસી હુલાસી,
ને આજ ફરી ગયો ઓઢા ઉદાસી,
હાં હાં હાં હાં.......................થઇ મુજ હાંસી,
હજીએ માને તો, બનીશ દાસી.
નહિ તો કઢાવું, કાં અપાવું ફાંસી.
હાં હાં હાં તો હું સાચીજ હાંસી....................

ઇચ્છા કુંવર—
ટબી સખીઓ— } ૮

સરખી સઇયર મળી ગીત રૂડાં ગાઇએ,
આવો લગનનો લ્હાવ લેવા લેવા. (૪).

આપણી બાઇના સ્વામી ઓઢાજી,
રૂપાળા કામદેવના જેવા જેવા. (૪)
મંડપમાં મન ભાવે તેવી,
લાગશે બહુ ધામધુમ થાવા થાવા. (૪)
લચપચતી લાપસી જોતાં જાનઇયા,
માંડશે ઉતાવળા ખુબ ખાવા ખાવા. (૪)
ટાચકા સાથે પરણે ટબી બાઇ,
બોલોને બાઇ સહુ ઠીક વાહવા વાહવા (૪)

ઓીઓ— ૯

ઝગરે મગીયાના જામા શીવડાવો,
લીલા ગજના વાઘા.
વાઘા વારી વારી પ્હેરોરે ટાચકા ભાઈ (૨)
માતાના મન મો'શે,
માતા મથુરીબાઇ આણી કોરે જોશે,
પેલી કોરે લળી લળી મો સામું જોશે.

હોથલ-હાકમસિંહ— ૧૦

હાકમ વીરા હરણાં નવ મારીએ રે,
જગના સઉ જીવો પોતા સમ ધારીએ રે,
જે કાયાના પોષણ કારણ, જીવ અનેક સંહારે રે........જી
તે કાયા તો પડશે પલમાં, પાપ પુન્ય સંગ ચાલેરે....જી
હોથલ દેવી સમજણ એવી, જે જન મન મનમાં ધારેરે....જી
ભાણ ઉદય સુંદર સુખ થાતાં જય પામે સંસારે....જી

હાકમસિંહ— સાખી.

વસે જે વિશ્વમાં જળ સ્થળ વિષે તે વાર તુજ કરશે
દયાળુ દીનના પ્રતિપાલ હીરા વ્યાધિ તુજ હરશે.

હીરાકુંવર— ૧૧

મુને અપરાધ વીણુ ના માર નાની બાળ હું,
જગ કરનારનો ડર ધાર નીરાધાર હું;
પુછશે સાહેબને દરબાર,
જમનો જબરો પડશે માર એ વિચાર તું........ટેક.
બંદગી માટે દીધો અવતાર,
એ માલીકનો ઉપકાર ના વિસાર તું........ટેક.

હાકમસિંહ-હીરાકુંવર-૧૨

પ્યારી કહીને બોલાવો મુને પ્રેમથીરે,
અચાનક આવી રાજવી આંહી
લીધી બચાવી મુને રંગ છે રે,................
સુઘડ નાર દિલમાં ધાર ધિરજ સઉ સારૂ થાશે,
પ્રીતમ પ્યાર જોઇ આધાર દાસી દિલના દુઃખ જાશે;
દયો કોલ સુભટ પ્યારા લ્યો અલબેલી બાળા,
પ્યારી તારી પ્રીતી સાચી વાહવા રંગછે. સુઘડ ટેક.

ઓઢોજી-ઇચ્છાકુંવર— ૧૩

મારા મોહન મુકી દો છેડો જાવા દો નહિ બોલું,
પ્રિયા પરાણે ઘુંઘટ પટ ખોલું.

લ્હેરિ લાલા આજ લાજ નહિ છોડું,
સલુણી નીર તીર તરશ્યા નહિ રહેવાય,
સલુણા તીર તજી નીર નહિ ભાગી જાય,
ધિર ધરો મારા ભગવાન.
મધુરી જા રાખી મારૂં માન,
પા તું સુખે મીઠે મુખે પ્રીતિ રસપાન...........

## ઓઢોજી-હાંસીરાણી— ૧૪

મુને લગની ઓઢા તારી લાગી, તુને જોતાં પ્રીતી ઉર જાગી
મુકી દે લવારી દુરાચારી નારી (૨)........લગની.
રાણી કસ્તુરી ગણી, પરણ્યો મારો ભ્રાત;
પણ દુર્ગંધી ડુંગળી, નિવડી તું કમજાત.
સુગંધ કે દુર્ગંધને, શું જાણે તું બાળ,
ગુલાબ વેલી ગુણ ભરી, લે તું લ્હેજત લાલ.
દુર થા તું અવિચારી, ધીક ધીક વ્યભિચારી.
આપે તું ધીકાર પણ આવે મુંને પ્યાર........લગની.

## હોથીજી, હાંસી, ઓઢોજી-૧૫

ધીક ધીક દુરાચારી ભાઈ તુને,
વિણ અપરાધે તજો ભાઈ મુને,
ક્રૂર નારી છે આ ભારી,
જા જા મુકી દે લવારી ખુમારીને...........ધીક.

ભામનીને રે ભરોંસે કઇક ભુલે કઇક ડુલે,
લુચા તમે....કહીએ અમે....છો લાખ વાર.
જુઠાને કોણુ માને પસ્તાશો....કાચા કાને,
ચુપ થાને દુર જાને....તેં ભમાવ્યા રે ભલાને....ધીક.

ટાચકો, બોજો— ૧૬

ઘડું તારો ઘાટ બોજા ભાટ, હવે દોસ્તી ગઇ,
તારે ને મારે દોસ્તી ગઇ....(૨)
કરી ધોળે દી લુટ,
થાવી છે માથા કુટ;
ખતા ખાશે અખુટ,
ભલેને માથું કુટ;
ઝટ ચુકાવી દે વાયદો,
દબાવે નહિ કાઢીશ તું ફાયદો;
જા જા જડશે જોડા,
ચુપ કર તું ગોલા;
પુરા ચુકાવું કબાલા ઠગારા ધુતારા,
વળી તે માથે લહું વ્યાજ..................

ઓઢો, ઇચ્છા તથા દાસ વર્ગ— } ૧૭

સુંદર દર્શન કરવાને, તલપી રહે શું મળવાને....
જન મન આનંદ ભરવાને, વ્હેલા આવજો....

વ્હાલા ઓઢાજી રાજ, વ્હેલા આવજો........
કરવા રૂપાળાં કાજ, વહેલા આવજો........
રામ ભરૂસો રાખો સર્વે, કારજ સરવાને....
પ્રણામ છે પ્રેમી જન, કહીએ ધીરજ ધરવાને......
જન મન આનંદ ભરવાને, વ્હેલા આવજો......

પહેલો અંક સમાપ્ત.

ટેબ્લો.



## અંક બીજો.

હાકમસિંહ, હીરાકુંવર—૧૮

લગાડી મોહની ભારી, બનાવી પ્રેમથી પ્યારી,
રસીલી આંખ આ તારી, ઈશારે મોહ કરનારી;
દીએ તું દોષ કાં ખાલી, મોહના મંત્ર ભણુનારી,
કટારી પ્રેમની મારી, કરૂં ફરીયાદ પોકારી;
ચતુરા ચુપ કર વ્હાલી, બંને ઘાયલ થયાં ભારી,
ફુઝાવો ઘા તમે નારી, લગાડી રામરસ પ્યારી....લગાડી.

વીશળદેવ, વાસના, } ૧૯
ઓઢોજી, ઇચ્છા— }

રંગ રૂપમાં રંભા જેવી દીલમાં કઠણુ અપાર,
કામની સત કોટી ધીઃકાર કામની સત કોટી ધીઃકાર;
ગરમ પાણીથી ઘર નહિ બળશે, વડીલ તજો તકરાર......
...............વીનવીએ વડીલ તજો તકરાર...............
મીઠું બોલી ખાશે ફોલી આવા જન વાચાળ..................
.................................જગતમાં આવા જન વાચાળ.
બસ કર તારી બખ લવારી, શું સમજે તું સાર............
..............ધર્મનો શું સમજે તું સાર............રંગ.
જે બકરી જાતીમાં જોઇએ તે સિંહને દરબાર...........
.........................આજ તું તે સિંહને દરબાર....
પ્રભુ ડર ધારી પ્રતિવ્રત પાળી, સફલ કરે સંસાર.....
....નાર એ નર ઘરનો શણુગાર......રંગ.

દરબારી, વારાંગનાઓ—૨૦

રાજા હાકમસિંહ રાજ કરો કોટી વર્ષ,
પામે પ્રજા જન પૂર્ણ હર્ષ.............
હો વિજય સદા વિજય................રાજા.
દેવ દરબાર સમ, આઠે જામ ધામધુમ.
થા....યે, ગા....યે, પ્રે....મે, પ્યારા....જન....હરદમ....
રાજા.

ધીકટ ધીકટ ધુમી કીટ ધીતા કીટ,
કીટી તક દીધી ગીન ધાધા......(૩)......રાજા.

ઓઢોજી, ઇચ્છાકુંવર—૨૧

વિભુ વિભુ સુખે તમને સમર મહિ,
વિજય અપાવો વ્હાલા, થાઉં સુભાગી દાસી,
સુખ ભંડાર, તું સતી નાર, શુરવીર હું,
કર કાંઇ ફીકર નહિ...........................ટેક.
તન મન ધને, પ્રિય ધર્મ જેને,
સત્યદેવ કરે સહાય સદા તેને,
પ્રીતમ પધારો આજ, કરો ધર્મનું કાજ,
જપી નાથ નામ સુખે રહીશ અહિં...........ટેક.
પ્રભુ ભજતાં જોબન ગયું, ધન ગયું દેતાં દાન,
પ્રાણુ ગયાં સમરાંગણે, ત્રણે ગયાં ન જાણુ....ટેક.

ઓઢો, હોથલ (એકલમલ)-૨૨

વાહ વાહ પ્રેમી પુરા બળવાન છો,
જોયા જેવા સુભાગી જુવાન છો,
અરે હાં હાં..................બધી દુનિયામાં દીઠા૦
એકલમલના સાચા......................
ઓઢા મિત્ર સુજાણ......................
સંગતને રંગે શોભાવજો.................
ચહેરો આ ચમકે છે, દીલ જોઇ ઠમકે છે,
વાર વાર પ્યારથી,
ગોરા ગાલોને આંખો, અણીયારી, તમારી,
અપાર....સાર....નવા પુરૂષ અવતાર છો........વાહ૦
અરે હાં..................................
સંગતને રંગે શોભાવજો....મહેરબાન,
પ્રીતીને પુરી નીભાવજો....વાહરે વાહ૦
સુખભાણુ છો, પ્રેમ ખાણુ છો,
ચાલો ચાલો દોસ્ત મળી કરીએ સફળ કામ....વાહ૦

ઓઢોજી— ૨૩

મેં જાણી શાણી પછાણી તારાં કુમકુમ પગલાંની નીશાની,
નારી ધારી નર તે ટાણે, કોકીલ વાણી સુણતો કાને;
વીંધાયો નયનોને બાણે, તોય ન તુજને પીછાની૦ મેં.
બાંધી પ્રીતી મીત્ર બનાવી, નરવેશે નવરંગ બતાવી,
તારે ઓઢે હા કહેવરાવી, રૂમઝુમ કરતી ઠરૂં પટરાણી. મેં.

ઇચ્છાકુંવર— ૨૪

પ્રાણ થકી તુજ પ્યારીરે ઓઢા, તેં શું વિસારીરે....
દઇ દીલાસો ભારી રે ભ્રમર ગયો કઈ વાડીરે.......
હું કમળના પ્રીત પરાગને મેલી,
ભોળા ભમરા અવર ગમી રસ વેલી,
જો કરે કીરતાર રે,....મુને....પાંખથી ઉડનાર રે
તો વેગે ગોતી ભેટ લહું તારી..................ટેક૦

ઇચ્છાકુંવર— ૨૫

પ્રાણ પ્યારા તારા નામની જપું માળા (૨)
હૃદય મંદીર રાખી મુરતી રસીલી વ્હાલા....પ્રાણ૦
નહોતું જાણ્યું મે નાથ રહેશો તમે ન્યારા,
છોડી એકલી દીન દારા...................
રામ એક આધાર હવે તો મારા..............પ્રાણ૦

ઓઢોજી, હોથલ— ૨૬

આવો આવો શ્યામ સુંદર, આજ થયા સ્વામી મારા,
પુજુ પુજુ પાય ચતુર, આપના સુભાગી પ્યારા.
પદ્મણી પ્રેમના પ્યાલા પીઉં રહી સંગ તારા,
ધન ધન ભાગ્ય મારાં, પામ્યો દીલદાર દારા,
લગ્ન કરી રૂપાળાં, લગ્ન લગાડી લાલા,
મગન બનાવી વ્હાલા, નહિ કદી રહેશો ન્યારા. આજ૦
જો આપણ જેવાં બને, પ્રેમી નર ને નાર,
રામ દયા રાખે સદા, સુખ પામે સંસાર..........ટેક૦

હોથીજી હાંસી,
વાસના, ટબી— } ૨૭

આ અમૃતવેલી મેલી, નહિ ચાહું હું વિષ વેલી,
મેં ભોળે ભૂલ કરેલી, રસ વિણુ તુજને ચાહેલી.
આવી મળી રસની રેલી, હવે કેમ દઉં હડસેલી,
પરનારી સાથે પ્રીતિ, એ છોડો છેક અનીતિ,
ક્રોધે અમૃત નહિ વિષ થાયે, જા રાજન મેલી ધ્રુતી.
રાજન આ દીલ હવેલી, રંગે રમશે સુખ કેલી.
શું જાણે ખાખર ખીસકોલી, સાકરના રસને ઘેલી.

ઓઢો, હોથલ— ૨૮

ઝુલો ઝુલો વ્હાલા મારા પ્યારા બાલુડા કાનુડા જેવા તમે લાગો,
ખાઓ પીઓ ને ખેલો આનંદે રીઝાવું રોજ ગાઇ નવા નવા રાગો.

પ્રિય ધન ધન પદ્મણી નાર છે,
તારી સાથે સફ્લ અવતાર છે;
જરા બોલાવ જેસલ બાળને,
આ જખરાને વ્હેલો જગાડને;
મારી આંખો તણા તારા જાગો,
બોલાવે તમ બાપુ મોઢે કાંઈ માગો,
ઉલુ લુ લુ લુ ......હાઉ...હાલ...હાલ........ઝુલો.

અંક બીજો સમાપ્ત.

ટેબલો.

## અંક ત્રીજો.

હોથલ— ૨૯

કેવો કડણુ કળિકાળ, મરજી મુજબ સઉ ચાલે,
નહિ ધર્મની દરકાર, વૈભવ ખોટા મ્હાલે;
જોગી જનો ધનધામ સંભાળે, પતિવૃત નારી કોઇકોઇ પાળે
વિધવાઓ ભારે શણુગાર સુંદર ધારે....................
........................નર વાનર રોજ રમાડેરે...ટેક.
પાપ કરે અવતાર બગાડે, શોક વિયોગ સહે સંસારે,
કૌતક ભારે, જોઇ ત્રાસ બહુ મન મારે,
........ત્રીકમ છું શરણુ તારે રે...ટેક.

(આકાશવાણી)— ૩૦

### સાખી

દેવી મુજ દર્શન થશે, હરણુ તિમિર સંસાર;
તુજ મનની ઇચ્છા બધી, સફળ થશે તે વાર.

ઓઢા, હોથલ— ૩૧

છોડી દીલ મમતા, ઓઢા કરીએ ભજન,
સમતા રાખી પહોંચશું, આપણુ અસલ વતન (૩) ટેક.

બ્રહ્મ સુરજથી જીવ કિરણુ સૌ, લાખ ચોરાશી ઘટ વસીયા,
રસીયા ફસીયા લાલચે, ખોટાં કરે રે ચમન (૩) ટેક.
ખડમાકડી ત્રણુ બદલાવે તેમ, દેહ કરણી સમ ધરતા,
ઠરતા ફરતા કાળથી જુઠાં કરેરે જતન (૩) ટેક.
હોથલ હરિના દાસ તણી હું દાસ બની કરૂં વિનતી,
ભક્તિ કરતાં ભાવથી ભેરે ભાણુ જીવન
વાહુવા પામ્યો દર્શન ભાવે હરિ દર્શન.... .... ટેક.

ઓઢો-હોથલ-ઇચ્છા— ૩૨

ચાલો ચાલો પીયુજી જમો પ્રીત પકવાન,
આજ ભેટયા અમો રંકને ભગવાન.
દીએ સોનાનાં દાન તેને મળે સ્વર્ગ માન,
ધરે ભક્તિમાં ધ્યાન મળે ત્રીભુવનમાં માન;
સર્વ વાતે પુરા સ્વામી અમારા,
આનંદ પામુંછું સંગે તમારા;
પ્રીતિનાં કરીને પાન.... .... .... .... ....
સદા રહો ગુલતાન.... .... .... ....ચાલો.

ચંદા, વૃંદા, સખીઓ- ૩૩

સાહેબાજીરે આવ્યા સખી આજ મારા બાગમાં,
.... .... .... લીલા લવીંગડા વાવશુંજીરે........ટેક.

વાવશુંજીરે વાડીના વડ હેઠરે,
.... .... ....લીલા લવીંગડા વાવશુંજીરે........ટેક.
ઉતારા દેશું ઓરડાજીરે, દાતણ દેશું દાડમીજીરે;
સોના રૂપાની કુંડીયુંજીરે, નીર ભરી ન્હાવા આપશુંજીરે....ટેક.
ઘેબરીયો કંસાર ભાણે ભરીને, પ્રીતમને પ્રેમે જમાડશુંજી રે;
પચાસ પાન સોપારી ધરીને, મુખવાસ એલચી આપશુંજીરે....ટેક.
હેમના પલંગે હેડે દબાવીને, પ્રીતમને પોઢવા આપશુંજી રે;
રાત અજવાળી રૂડી પુનમની, રસીયાને રંગે રીઝાવશુંજીરે ટેક.

જેસલ, ચંદા,
જખરો, વૃંદા— } ૩૪

આજ વાંધો પતાવો ચતુર વ્હાલા,
ત્યારે તમથી અમો બોલશું લાલા.
નર નારમાં કોણ શ્રેષ્ટ છે,
ઘર કાર્યમાં નાર શ્રેષ્ટ છે,
જગ વ્હેવારમાં નર શ્રેષ્ટ છે,
એ તો સરખે સરખાં થયાં, એમાં ઉત્તમ કોણ ગણાય,
એક વાતે નાર શ્રેષ્ટ, જેથી રતન પુરૂષ થાય,
અરે વાહવાજી વાહવાજી, સાહેબા સલુણાજી,
સમજો છો સર્વે પુરા છો સુજાણ........

( હજુ બોલો કંઇ બોલો. )

શું નહિ અબળા કરી શકે, શું ન સમુદ્ર સમાય,
શું નહિ અગ્નિમાં બળે, શું ન કાળ જગ ખાય.

સુત નવ અબળા કરી શકે, મનન સમુદ્ર સમાય,
કીર્તિ ન અગ્નિમાં બળે, ધર્મ કાળ નવ ખાય;
હવે વાંધો પતાવી, લીધાં છે મનાવી,
પ્રીતિમાં ફસાવી, કરો પ્રીત પાન.

ચંદા, વૃંદા,
હોથલ, ઈચ્છા— } ૩૫

સાસુજી પદસેવા કરશું, લેવા સુન્દર મેવા;
લેવા સુંદર મેવા, હરદમ દીલમાં રાજી રહેવા.
દેવી દુનિયામાં છો આવ્યાં, દિન જન તારી દેવા;
આપ કુંવર છો નાથ અમારા, ઈંદ્રાણી વર જેવા......
અમૃત જેવા બોલો લાગે, સુણતાં કાને એવા;
રામ દયાથી પુત્ર પ્રેમદા, મળશે મોંઘા મેવા...........

જેસલ, ચંદા,
જખરો, વૃંદા— } ૩૬

સાહેબાજી રે, રૂડા ઉતારા આપો,
પંખી અમે પરદેશનાં જી રે......................
આવીયાં જી રે, ચાખવા પ્રેમની શાખો.
આજે તમારા દેશમાં જી રે..........................
આ ભવ રસ ભર ફલને પામી,
ભવ ભવ લેવા આવશું જી રે,
દેશ અમારો રસભર આખો, રસના પ્યાલા પાશુંજીરે;
રસીયા રાજી થાશું જી રે, ગુણ પ્રભુના ગાશુંજીરે...સા.

હોથીજી— ૩૭

રાણી તેં લજાવી આખર જાતી નારીરે,
જાણી મેં ધરમી પ્રથમ તું ધુતારીને;
એક નારી એવી થાય, જગતને તારી જાય,
એક નારી બતાવે નરક બારીને.
હજારો ધીક્કાર તારા જેવી એવી નારી નેટ........
ભુલમાં મને ભમાવ્યો, ભાઇ ઓઢાને તજાવ્યો;
વિન વાંકે ગયો ધરમી દુભાઇને,
હવે હરિ મેળવે તો મળું પ્યારા ભાઇને.

વીશળદેવ, વાસના— ૩૮

સુને તપતીને તાવી, છાના છાના આવી,
સુલાવી બનાવી, સતાવી તમે........................
શુદ્ધ સોનું સોનાર, ભલે તાવે લાખ વાર;
તોય ચોખું તે ચોખું, દુનિયાને ગમે.................
જેની પતિવૃતા નાર, તેનો ધન્ય અવતાર;
તારા જેવી ઘર લક્ષ્મી, દુનિયાને ગમે...... ...........

હોથીજી, હાંસી— ૩૯

મેં નાથ આપના કપટી ભાઇના ખુબ દાખલા દીધા,
તોય ભોળા, રહ્યા ભોળા, તમે ભોળા છેક ભોળા..........
મોર મજાના સુંદર દેખી, ભુલે સર્પ ણીચારા;
જગમાં એવા ધુર્ત જન છે, સુંદર પણ ઠગનારા.

પ્યારી રાણી અમૃત વાણી, સુખકર આજે જાણી;
ચેતીને ચાલનારા થઇ, પામો સુખ પ્યારા.................

જેસલ, ચંદા, જખરો, વૃંદા— } ૪૦

રાજી રહીએ સંગતમાં રે, રસીયા રાજકુમાર છો,
અબળાના આધાર છો, હઇયા કેરા હાર છો;
કામણ કીધાં લુંટી લીધાં, દીલ હવે દીલદાર છો;
શીર તણા સરદાર છો, ભાવ દયા ભંડાર છો....અબળાના....
ચાતુર ચંદા, મનહર વૃંદા, નાજુક નમણાં નાર છો;
સુંદરી સુખના સાર છો, પ્રીતી પાલનહાર છો....અ.......
હોથલ દેવી પધારશે, આજ પોંખવા કાજ;
મોઢે માગ્યું પામશું, રામ દયા સુખ સાજ....ચાતુર.

સર્વ પાત્રો— ૪૧

જય જય હોથલ દેવી સાચાં સુંદર સતી મળી;
સૃષ્ટિમાં વિસ્તારી પ્રેમે, કીર્તિ વધી ઘણી..........જય.
ધારી દ્રઢ ભક્તિ દીધા તારી બહુ જન આવી ઘરણી;
સુખ ભાણુ ઉદય થયો પ્રભુ કૃપાથી પદ્મણી.....જય.



# જાહેર ખબર.

નીચે લખેલા નાટકના ઓપેરા મોરબી નૌત્તમ નાટક કંપનીનો જ્યાં જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમતે મળશે માટે જેઓ સાહેબોને જોઈતા હોય તેઓએ રોકડી કીંમ મંગાવી લેવા. વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં.

| નામ. | | | કીંમત. |
| --- | --- | --- | --- |
| | | | રૂ. આ. પા. |
| તાનારીરી. | આવૃત્તિ ૩ જી | ... ... | ૦—૨—૦ |
| જમુખી સુંદરી. | ,, ૨ જી | ... ... | ૦—૨—૦ |
| મૂકતા. | ,, ૨ જી | ... ... | ૦—૨—૦ |
| ?પાજી. | ,, ૧ લી | ... ... | ૦—૨—૦ |
| | ... ... ... | ... ... | ૦—૨—૦ |
| | ... ... ... | ... ... | ૦—૨—૦ |
| | ... ... | ... ... | ૦—૨—૦ |
| | . ... | ... ... | ૦—૨—૦ |
| | ... | ... ... | ૦—૨—૦ |
| | | ... ... | ૦—૨—૦ |
| | | ... | ૦—૨—૦ |

ી ભીમજી

[illegible].